# જડી બુટ્ટી.

પનો મોરો તથા વીંછીનું ઝેર ઉતારનારી

અદ્ભુત લાકડી બનાવવાની રીત સાથે.

———:o:———

છપાવી પ્રસિદ્ધ કર્તા.

## માસ્તર નાનાલાલ મગનલાલ.

જાદુ મંત્રનાં પુસ્તકો વેચનાર

ઠેકાણું-રીચીરોડની સડક ઉપર-અમદાવાદ.

———

શ્રી "સત્યસાગર" પ્રિન્ટીંગ પ્રેસ.—અમદાવાદ.

———o———

આવૃત્તિ. ૧ લી. પ્રત ૫૦૦ સને ૧૯૧૦

———

કિમ્મત ચાર આના.

# જાદુઈ જડી બુટ્ટી.

---

## સ્ત્રીઓને થતા ગુપ્ત રોગો.

**પ્રદરરોગ**—મદ્યસેવન, ગર્ભપાત, વારંવાર મૈથુન, શોક, થાક, ભુખમરો, અજીર્ણ વગેરે કારણોને લીધે આ રોગ થાય છે. અને તેથી ગર્ભાશયમાંથી યોની મારફતે લાલ પીળા કાળા કે ધોળા વગેરે રંગનો પ્રવાહી ઋતુકાળ સિવાય વારંવાર વહે છે; તે પ્રદર અથવા ધાત જવાના નામે ઓળખાય છે. એ રોગ થવાથી શક્તિ ઓછી થાય છે, હાથ પગ અને કમરમાં કળતર થાય છે અને તાવ તરસ શોકાશ વગેરે ઉપદ્રવો લાગુ પડે છે.

**રક્તપ્રદર**—ઋતુકાળ સિવાય લોહીના જેવો જે આર્તવ વહે છે તે રક્ત પ્રદર કે લોહીખંડ વાના નામે ઓળખાય છે.

**યોનીકંદ**—મિથ્યા આહાર વિહારથી કે યોનીમાં કંઈ વાગવાથી લોહી અને પરૂ મળીને નાના ફણસ જેવી આકૃતિનો સ્ત્રીની યોનીમાં જે ગોળો બાઝે છે, તે યોની કંદના નામે ઓળખાય છે.

**ગર્ભરોગ**—શોક, ભય, ચિંતા, વ્યાધિ, તિક્ષ્ણ ખોરાક, ગર્ભ-પર દબાણ, પ્રહાર વગેરે કારણોથી ગર્ભ ગળી જાય છે, પડી જાય છે કે વાંકો ચુકો થઇ જાય છે; તે ગર્ભરોગ કહેવાય છે.

**છાંડ**—વાયુનો કોપ થવાથી ગર્ભને સુકાવી નાંખે છે, ત્યારે તે છાંડ થયું કહેવાય છે.

**મુઢગર્ભ**—પ્રસવ વખતે પવન બાળકને આડું કરી નાંખે છે, ત્યારે તે મુઢગર્ભ અથવા આડું આવ્યું કહેવાય છે. તેમજ પેટમાંથી બાળક હાલચાલ કરતું બંધ થાય છે, જણતાં જે પીડ આવે છે તે બંધ થાય છે, ગર્ભણીનું અંગ કાળું કે ફીકું પીળું પડી જાય છે, પેટ ફુલે છે અને શ્વાસ ગંધાય છે ત્યારે જાણવું કે બાળક ગર્ભાશયમાં મરી ગયું છે,

**સુતિકા વાતરોગ**—જન્મની વખતે બાળક પૃથ્વીપર પડ્યું કે તરતજ યોનીમાં વાયુનો પ્રવેશ ન થાય, તેમ તેને દબાવવી જોઇએ. એ પ્રમાણે રક્ષણ ન થવાથી વાયુ પ્રવેશીને તરતજ કળતર, તાવ, તરસ, ધ્રુજારી, સોજા, ભારેપણું, શૂળ, ઝાડા, બેશુધ્ધિ વગેરે ઉપદ્રવો ઉત્પન્ન કરે છે, તે સુતિકાવાતરોગ અથવા વાયુના નામે ઓળખાય છે.

**સુતિકા રોગ**—સુવાવડી સ્ત્રીની માવજત કરવામાં ગફલત થવાથી, વિરૂધ્ધ આહાર વિહારથી વગેરે કારણોથી પાંચ સાત દિવસ પછી જે તાવ, સોજા, ઝાડો, શુળ, નબળાઇ, અરૂચિ, પેટ ચડવું વગેરે ઉપદ્રવો થાય છે તે શુવારોગના નામે ઓળખાય છે.

**સ્તનરોગ**—વાયુ વગેરે દોષો કોપાયમાન થઇને સ્તનમાંથી દુધ બગાડે છે, ત્યારે તે દુધ તીખું, ખારૂં, ખાટું, પાતળું, થોડું, ગરમ વગેરે અવગુણવાળું થઇ જાય છે; સ્તન નાનાં મોટાં થઇ જાય છે,

અગર તેઓપર વિદ્રધિ (ગુમડું) નિકળે છે, તે સર્વ સ્તનરોગના નામે ઓળખાય છે.

**ધાવણની પરીક્ષા**—સ્ત્રીના દુધનાં ટીપાં પાણીમાં નાંખવાથી તે પાણી સાથે મળી જઇ એક રંગ થઇ જાય તો ધાવણ ચોખ્ખું જાણવું; અને જુદો રંગ થાય તો બગડેલું સમજવું.

## સ્ત્રીયોના રોગના ઉપાય.

**પ્રદર**—આસો પાલવની છાલ, નરમાનાં મૂળ, દારૂ હળદરનું લાકડું અને દાભનું મૂળ એ દરેક તોલો તોલો લેઇ ખાંડી ચટણી જેવાં કરી બાર તોલા ચોખાના ધોવરામણ સાથે રાતના પલાળી મુકવાં. સવારના ચોળી મસળીને પાણી ગળી લેવું પછી તેમાંથી ચાર તોલાને હિસાબે દિનસમાં ત્રણવાર પાવું.

(૨) ઢેડ ઉમરાના ફળને ખાંડી ભુકો કરી તેમાં સાકર તથા મધ નાંખી ચાર ચાર તોલાના લાડુ વાળવા. એ દિવસમાં ત્રણવાર ખાવાથી સર્વ જાતના પ્રદર મટી જાય છે.

(૩) આસોપાલવની છાલ તોલા ૪, બકરીનું દુધ તોલા ૩૨, પાણી તોલા ૩૨; આ બધાનો ઉકાળો કરતાં પાણીનો ભાગ બળી જઇને દુધ બાકી રહે ત્યારે તે દુધ પીવાથી દરેક જાતના પ્રદર, રક્ત પ્રદર એ સઉ ત્રણ દિવસમાં જાય છે.

**યોનીરોગ**—કડવી તુંબડીનાં બીજ, નેપાળાનાં બીજ, સીંડીપી પર, ગોળ, દારૂનું ફીણ, જવખાર, મીંઢળનાં બીજ; એ બધાનું ચૂર્ણ કરી તે થોરના દુધ સાથે ઘુંટીને જાડી બત્તી બનાવવી. એ બત્તી યોનીમાં રાખવાથી ઘણા દિવસથી બંધ થઇ ગયેલો અટકાવ તત્કાળ આવે છે. (૨) ઇંદ્રવારણીના મૂળને પાણી સાથે ઘસીને તેનો કપડાની બત્તીપર લેપ કરી યોનીમાં રાખવાથી પણ અટકાવ આવે છે. ઇંદ્રવારણીને કડવી ક્ા-

લંગડી અથવા ઝેરકચોલાની પણ કરે છે. મૂળ ન મળે તો ફળનો ધુમાડો યોનીમાં દેવો. (૩) એક બીજોરામાંથી નિકળે તેટલાં બિયાંને વાટીને ચૂર્ણ કરવું, પછી સ્ત્રીને જ્યારે અટકાવ આવે ત્યારે પહેલેજ દિવસે તે બધું ચૂર્ણ દુધ સાથે પાઇ દેવું; જેથી યોની સંબંધી સર્વે રોગો દૂર થઇ ગર્ભ રહે છે. એક વખત એમ કરવાથી ગર્ભ ન રહે તો બે ચાર ઋતુ–અટકાવ આવતા સુધી કરવું. (૪) ધોળી ભોંય રીંગણીનું મૂળ દુધ સાથે ઘસીને એ મુજબ પીવુ જેથી ગર્ભ રહેશે. આ ઔષધો અત્યંત ચમત્કારીક છે. (૫) ખાખરાના બીજની રાખ તોલો એક અને શેકેલી હીંગ તોલો ૦।। પાણી સાથે ઉપર મુજબ વાપરવી.

**યોની** કંદ—કડવા તુરીયાંનાં બીજને પાણી સાથે ઘસીને તેનો લેપ કરવાથી યોનીકંદ થાય છે.

**ગર્ભરોગ**—ઇંગોળીનાં મૂળને દૂધમાં ઘસીને પીવાથી જેને મરેલાં છોકરાં આવતાં હોય, તેને લાંબા આયુષ્યવાળી પ્રજા થાય છે. આ ઉપાય પહેલા મહિનાથી એટલે ગર્ભ રહે ત્યારથી માંડીને તે પ્રસવ થતા સુધી કરવો.

**ગર્ભપાત**—રવિવારે માલકાંકણીના મૂળને કાઢી લાવીને કાળા કપડામાં વિંટાળી સુતર સાથે ગર્ભણીની કમરે બાંધવાથી એ મૂળ કમરે હોય ત્યાં સુધી ગર્ભપાત કે ગર્ભ સ્ત્રાવ થતો નથી. પ્રસવ કાળના દિવસો નજીક આવે એટલે આ મૂળીયુ કમરેથી છોડી નાંખવુ. નહિંતો એ મૂળ કમરે બાંધેલું હશે ત્યાં સુધી પ્રસવ થશે નહિ. આ મૂળ સવા રૂપૈયાની કિંમતે અમારે ત્યાંથી તૈયાર મળશે. (૨) કુંભાર હાંલ્લાં ઘડે છે, તે વખતે તેના હાથે ચોંટે છે એ માટી લાવીને બકરીના દુધમાં ઓગળી તેમાં મધ નાંખીને પાવી.

**છાંડ**—આ સગંધનું ચૂર્ણ તોલા એક અને દુધ તોલા આઠ

એ મુજબ દિવસમાં ત્રણવાર પાવું.

**મૂઢગર્ભ**—પ્રસવ વખતે સ્ત્રી કષ્ટાતી હોય તો ઘી સાથે સાપની કાંચળીનો ધુમાડો યોનીમાં દેવાથી તત્કાળ પ્રસવ થાય છે. (૨) ધોળા અગેડાના મૂળને કમર બાંધવાથી તત્કાળ પ્રસવ થાય છે. તેમાં વળી એવો ચમત્કાર છે કે અધેડાના મૂળને ઉપાડતી વખતે મૂળ તુટી જાય તો કન્યા અને ન તુટે તો જાણવું કે પુત્ર અવતરશે. (૩) કણેરનું મૂળ, કલિહારીનું મૂળ, નેપાળો, વછનાગ અને પાષાણ ભેદ એ બધાંને પાણી સાથે ઘસીને તેનો ડુંટી અને પેઢાપર લેપ કરવાંથી મુએલો ગર્ભ પણ નિકળી જાય છે. (૪) આકડાનાં પાંદડાંની વચલી નસો એકવીસ લાવીને તેની જુડી બાંધવી. તે જુડી યોનીમાં આઠ આંગળ ઉંડી ઘાલી રાખવાથી જીવતા, મુએલા, આડા આવેલા એ દરેક જાતના ગર્ભો તત્કાળ પ્રસવ થાય છે. એ નસોનું ચુર્ણ કરીને ફકાડવાથી પણ એવુંજ કામ થાય છે. (૫) ગર્ભીણીની ઓળ ન ગડતી હોય તો કલિહારીના મૂળને પાણી સાથે ઘસી હાથે પગે લેપ કરવાથી અગર થોરનું દુધ માથે ભરવાથી તત્કાળ ઓળ પડે છે.

**સુતિકા વાતરોગ**—ઘી સાથે જવખારનું ચુર્ણ તોલો ૦। પીવાથી, અગર વાંસનાં પાનાંના ફણગાનો કવાથ જવખાર નાંખીને મદિરા સાથે પીવાથી દુર થાય છે.

**સુતીકા—સુવારોગ**—ધોળા કટાસળીયાના ઉકાળામાં લીંડી પીપરનું ચુર્ણ ચાર વાલ નાંખીને પીવાથી, અગર કંટાસળીઆનો ઉકાળો રાતનો વાસી રાખીને સવારમાં પીવાથી, અગર તેના મૂળનું ચૂર્ણ ખાવાથી સુવા રોગના સર્વે વિકારો દૂર થાય છે.

**સ્તનરોગ**—ઇંદ્રવારણીના મૂળને પાણીમાં ઘસીને લેપ કર-

વાથી સ્તન વિદ્રધિ (ગુમડું)મટી જાય છે. (૨) સરગવાનાં મૂળ ચાવીને તેનો રસ ગળવાથી તથા લેપ કરવાથી પણ સાત દહાડામાં સ્તન વિદ્રધિ મટે છે. (૩) ભોંય કોળાને અગર શતાવરીના મૂળને દૂધમાં ઘસીને તેમાં બીજું ૧૦ તોલા દુધ તથા એક તોલો સાકર નાંખીને પીવાથી ધાવણ ઓછું આવતું હોય તો તે વધારે આવે, છે. (૪) સારસા પરેલા, પહાડ મૂળ, દેવદાર કરીયાતુ, મોરવેલ કડુ ગળો, સુંઠ, મોથ, ઇંદ્રજવ એ બધું મળી ચાર તોલા લેઇને તેનો ઉકાળો કરીને પીવાથી બગડેલું ધાવણ સુધરે છે.

## વાંઝીયાપણું અને તેના ઇલાજ.

કેટલીક સ્ત્રીઓને જ્યારે અમુક મુદત સુધી ગર્ભ રહેતો નથી ત્યારે જપતપ યજ્ઞયાગાદિ કરે છે ત્યાં સુધી તો ઠીકઠીક છે, પણ કેટલીક વેળા બીજા પુરૂષના સમાગમમાં આડે માર્ગે ઉતરી જાય છે. તેમાં વળી જે પુરૂષની સ્ત્રીને વધારે છોકરાં થાય છે તે પુરૂષ ઉપર તે મોહપામે છે. આથી તે અનિતિના અંધારા ઘોર કુવામાં પડી પાપના પાણીમાં બુડે છે. પોતાના ગર્ભસ્થાનમાં જે દોષ હોય તેની દવા લેઇ મટાડવા શિવાય પરપુરૂષથી છોકરાં થવાની આશા રાખવી એ તદન મુર્ખાઇજ છે. અને જો પારકા પુરૂષોથી છોકરાં થતાં હોય તો વેશ્યાઓને ત્યાં હજારો જાતના પુરૂષો જાય છે ને તેથી તેમને ત્યાંતો છોકરાંઓનો ઢગલોજ થઇ જાય !

કુદરતની ઇચ્છા દરેક સ્ત્રીને સંતાન થાય તેવીજ હોય છે, પણ કેટલીકને ઋતુશ્રાવ વખતે જે સંભાળ રાખવાની, તે નહી રાખવાથી અને બીજા કારણોથી આ રોગ લાગુ પડી જાય છે. માટે તેવા વખતમાં કોઇ વૃદ્ધ ખાનદાન અને વિદ્વાન વૈદ્ય કે

ડાક્ટરની સલાહ લેઈ ઉપા કરવી એજ વધારે ઉતમ માર્ગ છે. કમળનું ફરી જવું, ગર્ભઅંડ અને કમળના વ્યાધી અને સોજા હોય, શરીરમાં ચરખી વધી ગઇ હોય, કમળમાં ચાંદા પડે છે તથા ગર્ભસ્થાનમાં પડદાનો સોજો થઈ આવે, ચાંદી કે પરમીયાના રોગ થવાથી ધાત વહેતી હોય, કે પોતાના પુરૂષમાં કંઇ જાતના રોગ હોય તો તેથી પુત્રાપ્તી થતી નથી. આ બાબત તપાસ કરવાની રીત નીચે પ્રમાણે છે.

ઘઉં અથવા જવના સાત સાત દાણા જુદા જુદા માટીના કોરા વાસણમાં નાંખવા પછી એક વાસણમાં પુરૂષનો પેશાબ અને બીજા વાસણમાં સ્ત્રીનો પેશાબ નાંખવો. એવી રીતે સાત દીવસ સુધી સ્ત્રી પુરૂષ પોતપોતાના વાસણમાં એક એક વખત પેશાબ નાંખે જેના પેશાબથી દાણા ઉગે તે વાંઝિયાપણાનું કારણ નથી, પણ જેના મૂત્રથી દાણા ન ઉગે તે રોગી છે અને તેણે દવા કરાવવી જોઇએ.

**બીજી રીત**—એવી છે કે બે કાચના પ્યાલામાં પાણી ભરી એકમાં પુરૂષનું અને બીજામાં સ્ત્રીનું વીર્ય નાંખવુ જે વીર્ય પાણીમાં ડુબી જાય તે વાંઝિયાપણાનું કારણ નથી, અને જેનું વિર્ય ડુબે નહિ તેણે દવા કરાવવી જોઇએ.

**ત્રીજી રીત**—કાહુ એટલે કદ્દૂ જેને કેટલાક દુધીયું-દુધેલું દુધેલી કહે છે તેના મુળમાં સ્ત્રી પુરૂષ વારાફરતી પેશાબ કરે અને જેના પેશાબથી તે સુકાઇ જાય તે વાંઝિયાપણાનું કારણ છે.

ઉપર પ્રમાણે પરિક્ષા કરવી અને પછી જેનામાં રોગ જણાય તેણે સારા વિદ્વાન ડાક્ટર કે દેશી વૈદ્ય હોય તેની દવા કરવી કે જેથી ભવીષ્યમાં સંતાન થશે. આ બાબત જુના શાસ્ત્રીય

દેશી વૈદક ગ્રંથોમાંથી ચુંટી કહાડેલા ઉપાયો નીચે પ્રમાણે છે.

**પહેલો**—જ્યારે સ્ત્રી માસીક ઋતુશ્રાવવાળી થાય ત્યારે તેના ત્રીજે દીવસે રાત્રે એક રૂપીઆભાર મેથી થોડા પાણીમાં પલાળી રાખવી ને ચોથે દીવસે સહવારમાં તે ન્હાય ત્યારે તે મેથીને વાટી તેમાં થોડી સાકર નાંખી પાઇ દેવી. આ રીતે બે ત્રણ માસિકશ્રાવ વખતે કરવાથી ગર્ભ ધારણ કરશે.

**બીજો**—હાથીદાંતના ભુકાને લુગડામાં ચાળી નાંખીને ખાંડની સાથે મેળવી રાખવું. સ્ત્રી રજસ્વલાથી મુકત થાય પછી નવ મહિના ને સાત દિવસ સુધી ખાવું.

**ત્રીજો**—કાયફળને બારીક વાટી લુગડા વડે ચાળીને ખાંડ સાથે રજસ્વલા પછી ત્રણ દિવસ સુધી હથેળી ભરીને ખાવું. તેના ઉપર ફકત દુધ, ભાત અને ખાંડનું ભોજન કરવું.

**ચોથો**—અસગંધ એટલે આસોદ, આસસ કુટી છણીને રજસ્વલાની શરૂઆતથી તોલા ૦ા થી ૦ાા સુધી ખાવું. ભોજનમાં દુધ ભાત ને ખાંડજ વાપરવી.

**પાંચમો**—હિરાબોળ અને નવસાગર સરખે ભાગે લેઇ ખરળમાં બારીક વાટી એક એક તોલાની ગોળીઓ બનાવી સ્ત્રી રજસ્વલા થતાં દરરોજ એકેકી ગોળી ખાવી.

**છઠો**—હાથીનું મૂત્ર સંભોગ કર્યા પહેલાં અને સંભોગની વખતે પીવું.

**સાતમો**—કાંટા અશેળિયાની જડ ૦ા તોલો લેઇ પાણીમાં વાટીને થોડા ગાયના દુધની સાથે પુરૂષે ખાવું ને સ્ત્રીને ત્રણ દીવસ ખવરાવવું.

**આઠમો**—કાળા ધંતુરાનાં ફુલ વાટી મધ તથા ઘીમાં મેળવી ખવરાવવાં.

**નવમો**—સમુદ્રફળ એક થોડા દહીની સાથે ગળાવવું.

**દશમો**—કાંકચિયાં એટલે કચ્ચાં, જેને કાચકાં કહે છે તેનો ગર સ્ત્રીના ધાવણમાં વાટી બતી કરી યોનીમાં રાખવો.

**અગીઆરમો**-અજમો ઘણા દીવસ એક હથેલી ભરીને ખાવો.

**બારમો**—બાજ પક્ષીની હગાર લુગડામાં લગાવી દીવેટ કરી ઋતુશ્રાવ થઇ ગયા પછી યોનીમાં રાખવી તથા થોડી મધમાં મેળવીને ખવરાવી.

**તેરમો**—કબુતરની હગાર ઋતુશ્રાવ પછી યોનીમાં રાખવી.

આ ઉપાયો દેશી છે માટે સુજ્ઞ બાઇઓએ નીતિમાં રહી કોઇ વિદ્વાન વૈદ્યની સલાહથી તેની સલાહ પ્રમાણે ખાવી અને દોષનું નિવારણ કરવું કે જેથી મનની ઇચ્છા પરિપુર્ણ થશે.

## સાપની જાતો અને ઈલાજ.

**દર્વીકર ફેણવાળા**—એ નાગની ગતિ ઘણી હોય છે. તેમની ફેણ મોટી તથા તેના પર ચક્ર. હળ, છત્ર, અંકુશાદિ ચિન્હ હોય છે. એ નાગ ઘણું ખરૂં દીવસેજ ફરવા નીકળે છે ને જ્યાં ડંખ મારે છે તે જગ્યા કાળી થઈ જાય છે અને સર્વે વાયુનાં લક્ષણ થાય છે. આખા શરીરમાં ઝેર ફરી વળી લોહી કાળું પાડી નાંખે છે. મુખ કાળુ પડી જાય છે. ને શરીર ફીકુંફચ દેખાય છે. શરીરમાં ઘોટલા ઘાલ્યા હોય તેમ સોજા ચઢે છે. માથુ ભારે થાય છે. ડંખવાળી જગ્યાએથી પાણી ઝરે છે. મોંમાંથી વારંવાર થુંક છુટે છે- ઉલટી થાય છે. ઘેન ચઢે છે. શરીરના સાંધા કળે છે. દાહ ઉઠે છે. પેટ ચઢી આવે છે અને બેભાન થઇ મૃત્યુ પામે છે.

**અસાધ્ય લક્ષણ**—ફેણવાળી નાગો જો વડના ઝાડ નીચે મંદીરમાં, મસાણમાં, સવારે દર આગળ, મધ્યાને, સાયંકાળે ડંખ

કર્યો હોય તો તે અસાધ્ય છે.

**મંડળી-કાબરચિત્રો નાગ**—એ જાતના સાપ ઘણા ખરા સંધ્યાકાળે ફરવા નીકળે છે. તેના અંગ પર ચકરડાં હોય છે ને તે માંછલાના રંગના હોય છે. કુંડાળા અનેક જાતનાં હોય છે તેઓ ઘણું ચાલી શકતા નથી. આ સાપ જ્યાં ડંખ મારે છે ત્યાં નરમ સોજો ઉઠે છે તથા પીતવિકારનાં ચિન્હ થાય છે. શરીર પીળું થઇ જાય અને ડખ ઉપર ફોલ્લ ઉઠે છે. આખા શરીરે સોજા ચઢે છે. ડંખનો સોજો ફાટી પ્રસરે છે; પરસેવો છુટે છે. અને તરસ ઘણી લાગે છે. સાંધા ઢીલા પડે છે, ઘેન ચઢે છે તથા બેભાન થઇ આખરે મૃત્યુ પામે છે.

**અસાધ્ય લક્ષણ**—અજીરણવાળાને, બાળકને, વૃદ્ધને, ભુખ્યાને પીત્ત રોગથી પીડાતાને, નબળાને, પ્રમેહવાળા તથા ગર્ભવંતી સ્ત્રીને કરડ્યો હોય તો તે અસાધ્ય છે.

**રાજીલ એટલે રાજમાન**—એના આખા શરીરે ચીત્ર વિચીત્ર રંગની લીટીઓ હોય છે. જ્યાં ડંખ મારે તે જગ્યા ધોળી થાય છે. ને ડંખ પર સોજો આવી તે જગ્યા માઠણી થાય છે. શરીરનું લોહી સફેદ થઇ અંગ ફીકું દેખાય ને શરીર ભારી થાય છે. ડંખ પ્રસરે છે, નાક આંખને મોંઢામાંથી પાણી છુટે છે. માંથુ સખત ચઢે છે. ગરદન અકડાઇ જાય છે. ટાઢીઓ તાવ આવે છે, શરીર ઢીલું થઇ જાય છે ને બીજાં લક્ષણુ ફેણવાળા નાગના જેવાં થાય છે.

**અસાધ્ય લક્ષણ**—અજીરણવાળો. વૃદ્ધ બાળક, ગર્ભણી સ્ત્રી, પ્રમેહનો રોગી તથા નબળાઇના શરીરવાળાને કરડે તો તે અસાધ્ય છે.

**ઝેરી ડંખની પરિક્ષા**—ડંખ દેખાતો ન હોય તો **શું** કરવું ? કોઇ પણ જાનવરે ડંખ કર્યો હોય તો, ને તે દીઠામાં ન આવે

તો નાગરવેલના એક પાનને હાથમાં ચોળીને ડંખવાળી જગ્યા પર ધસવું; જો ડંખ ઝેરી જાનવરે કર્યો હશે તો તે જગ્યા કાળી પડી જશે, (૨) ખેતરમાંની કાળી માટી ખવરાવવી. ને જો તે તીખી લાગે તો સાપનો ડંખ છે એમ સમજવું. ખાટી લાગે તો ચાકળનો ડંખ જાણવો. ને મીઠી લાગે તો ઉંદરનો ડંખ સમજી લેવો. (૩) કરમદાનું તાજું મુળીઉં આશરે અડધો તોલો લેઇ નવટાંક પાણીમાં ઘસીને પાવું. ઝેર શરીરમાં હશે તો ઉલટી નહીં થાય ને ઝેરી જાનવરે ડંખ નહીં માર્યો હોય તો ઉલટી થશે. (૪) સર્પના ડંખનોજ વેહેમ હોય તો લાલ સુકાં મરચાં ખવરાવવાં. જો તીખાં ન લાગે તો સાપનો ડંખ છે એમ જાણવું તથા જરા મીઠું લેઇ ચવરાવવું ને તે ખારૂં લાગે તો સાપનો ડંખ નથી એમ સમજવું.

**સર્પ ડંખનો** ઉપાય—ડંખની ઉપર ચાર પાંચ આંગળને છેટે મજબુત દોરો બાંધવો. વળી તેના ચાર તસુ આગળ બીજો સખત દોરો બાંધવો એમ ચાર પાંચ દોરા ઉપરા ઉપરી છેટે છેટે બાંધવા પછી ડંખ વાળી જગ્યાએ નસ્તર મુકીને લોહી કાઢી નાંખવું એટલે તેની સાથે ઝેર પણ નીકળી જશે. પછી લોઢું ઉંનું કરીને અથવા બળતા અંગારાને ઉનો ઉનો ચાંપી ડામ દેવો. (દોઢ મીનીટ સુધી ડામ દાબી રાખવો) અથવા બંદુકનો દારૂ મળી આવે તો થોડો ડંખ ઉપર મુકી સળગાવો ને પછી કારબોનીયક એસીડ અથવા નાઇટ્રીય એસીડ ચોપડવી. આ ઇલાજો ચાલાક અને હિમ્મતવાન પુરૂષેજ કરવા. ( ૨ ) કડવા લીંબડાની લીંબોળીયોનો મગજ, સીંધાલુણ તથા મરી દરેક ૦॥ તોલો લેઇ ઘી સાથે ચડાવવું આ ઉપરાંત બીજા ઉપાય નીચે મુજબ છે.

**ઉપાય**—વાંઝણી કંકોડીનાં મૂળ, તાંદળજાનાં મૂળ, વેલનાં

મૂળ, કુકડપાલ અને અરીઠા એ દરેક દશદશ તોલા લેઇ તેમને ખોખરાં કરી પાંચશેર પાણી સાથે ઉકાળતાં સવાશેર પાણી બાકી રહે, ત્યારે તે ગાળી લેઇને તેમાં ફટકડી તોલા ૧૩, નવસાગર તોલા ૧૩, ટંકણ તોલા ૧૩ અને મધ તોલા ૧૩ નાખી પછી તે સર્વે કાચના બાટલાઓમાં ભરીને મજબુત બુચ મારી. રાખવો. અને કોઇને સાપ કરડે ત્યારે એ ઓષધમાંથી બે તોલા લેઇને દરદીને પાઇ દેવું તથા આંખોમાં આંજવું તથા એ દવામાં લુગડાનો કડકો પલાળી તેની ગડી વાળીને ડંખપર મૂકવું. કદાચ એક વાર ઐાષધ પાવાથી દરદી શુધ્ધિમાં ન આવે તો અડધો કલાક વાટ જોઇને દવા ફરીથી પાવી એમ વધારેમાં વધારે ચારવાર કરવાથી ગમે તેવું ઝેર હશે તો પણ મટી જશે. (૨) સાપના ઝેર ઉપરની અકસીર દવા માત્ર નોળીઓ તથા મદારી લોકો જાણે છે. જેને લોકો કુતરી કુકડી કે ગોત્રીના નામે ઓળખે છે, તે એક જાતનું ઘાસ છે અને તે ચોમાસામાં વાડોમાં થાય છે. જેને કાંગના જેવાં લોળીયાં આવે છે. એ વનસ્પતિમાં સાપનું ઝેર નાબુદ કરવાનો અત્યંત ચમત્કાર રહેલો છે સાપ સાથે લડતી વખતે નોળીઆને સાપ ડંખ મારે છે, ત્યારે નોળીઓ એ વનસ્પતિ સુંઘી આવે છે જેથી ઝેરની અસર થતી નથી. સાપ કરડયો હોય તેવા લોકોને એ વનસ્પતિના રસનું અંજન કરવાથી, સુંઘાડવાથી ડંખે ચોપડવાથી તથા ભાન હોય તો પાવાથી દરેક દરદીઓ તત્કાળ સારા થયા છે, લીલાં વનસ્પતિનો રસ કાઢી રાખતા અને વાપરતી વખતે તે સુકાઈ ગયો હોય તો એ સુકા રસની પતરીઓને પાણીમાં ઓગાળીને ઉપયોગ કરવાથી પણ આરામ થાય છે.

**સાપનો મોહોરો**—સાબર શિંગાનો એક ટુકડો કાપીને તે

ઘાસમાં લપેટવો, પછી તેનાપર ત્રાંબાનું પતરૂં ચઢાવીને તે દેવતામાં મૂકવો. તાંબાનું પતરૂં લાલચોળ થાય અને અંદરથી સાબરશિંગાનો ટુકડો બળીને કાળો પડે ત્યારે કાઢી લેઇને તે રાખી મુકવો. એ રીતે તૈયાર થયેલો તે ટુકડો સાપના મોહોરાના નામે ઓળખાય છે. તે વાપરવાની રીત એવી છે કેઃ—સાપ કરડ્યો હોય તે ડંખ ઉપર એ મોહોરો મુકવો જેથી તે ત્યાં ચોટી જઇને ઝેર ચુસી લેવા લાગશે અને બે એક મિનિટમાં તો તે ડંખપરથી વછુટી પડશે, ત્યારે તે લેઇને પાણીમાં નાખવો, અડધી મિનિટ પછી પાણીમાંથી કાઢી લેઇને તે લુગડામાં રાખી કોરો કરવો અને પાછો ડંખ પર મુકવો, વળી છુટી પડે ત્યારે પાણીમાં નાંખી કોરો કરીને ડંખ પર મૂકવો; એમ ત્રણચારવાર કરવાથી ઝેર નાબુદ થશે.

સાપના ઝેરના **બીજા ઉપાયો**— ( ૧ ) મદારી લોકો સાપ પકડવા જાય છે ત્યારે એક તુંબડીમાં પોતાનું મુત્ર ભરીને સાથે લઇ જાય છે, અને પછી કદાચ સાપ ડંખ મારે છે તો પછી પેલું મૂત્ર પી જાય છે; જેથી ઝેર બિલકુલ અસર કરતું નથી. ( ૨ ) વાંઝણી કંકોડીનું મૂળ, અરડુસાનું મૂળ અને કપાસનું મૂળ ડમરાનું મૂળ એઓને નર મુત્રમાં ઘસીને પાવાથી ઘોપાડાનું ઝેર ઉતરી જાય છે. ( ૩ ) ઉંબરાનું મૂળ ઘસીને પીવાથી તથા ડંખ પર ચોપડવાથી ચિત્રાના ઝેરની અસર થતી નથી. ( ૪ ) ધોળી સાટોડી ધોળો અઘેડો અથવા સગતરો એમાંથી ગમે તેનાં મૂળ હાથમાં રાખીને પછી જીવતા વિંછીને ચીડવીએ અને તે કરડે તો પણ તેનું ઝેર ચડતું નથી, વળી એ મુળીયામાંથી ચહાય તે મુળાડીયું ચાવીને તેનો રસ વિંછી પર થુંકીએ તો તે ઝેરવગરનો થઇ જાય છે એવો એમાં ચમત્કાર છે, પણ એ મૂળ રવિવારે વીધીથી કાઢેલાં હોવા જોઇએ. તમારે જોઇએ.

તો સવા રૂપીઆ મનીઆરડરથી મોકલી અમારે ત્યાંથી મંગાવાશેજો.

**મહાત્માની પ્રસાદી**—રવીવારે સંધેસરીનું મુળ ઉત્તર દીશા તરફનું કાઢી લાવી રાખી મુકવું. પછી કોઇને જ્યાં સુધી વિંછી ચડયો હોય, ત્યાં એ મૂળીયું ફેરવતા ફેરવતા ડંખ તરફ આવવું જેથી ઝેર નીચે ઉતરતું જગે. એ રીતે બે ચાર વાર એ મૂળીયું ફેરવવાથી ઝેર ડંખમા આવીને ઠરે, ત્યારે તે મૂળ પાણીમાં ઘસીને ડંખ પર ચોપડવું. તે લેપ સુકાસે કે તરત ઝેર ડંખમાંથી પણ નાબુદ થશે. મૂળીયું ફેરવતી વખતે શરીરને લાગવા દેવું નહી શરીરથી બે આંગળના અંતરે ફેરવવું. આ મૂળ નવું હોય ત્યાં સુધી સારો ફાયદો કરે છે, માટે તે જુનુ થાય એટલે બીજુ લાવવું. ( ૨ ) કાચબાના હાડકાં, મનસીલ, હરતાલ, કૌવચનાં બીજ એ બધું સરખા ભાગે લઇને તે મધ સાથે ઘુંટીને બોરના લાકડાના દંડ પર તેનો લેપ કરીને છાંયડે સુકવી રાખી મુકવો. એ દંડ ઉપરની રીતે સવળો ફેરવવાથી ઝેર ઉતરે છે અને ડંખ પરથી અવળો ફેરવવાથી ઝેર ચડે છે; અને ડંખ પર થોડી વાર અડાડી રાખવાથી ઝેર ડંખમાંથી નાબુદ થાય છે, ( ૩ ) અરણીનાં મૂળ પાણીમાં ઘસીને પાવાથી અફીણનું ઝેર ઉતરી જાય છે કારકે તેમાં અફીણનું ઝેર નાબુદ કરવાનો ચમત્કારીક ગુણ રહેલો છે; અને તેટલા માટેજ ઘા વગેરેમાં ભરવામા આવતા અફીણનું ઝેર ચઢે નહિ એટલા સારૂ અફીણને અરણીના રસ સાથે મેળવીને ભરવામાં આવે છે (૪) છાશમાં હીંગ નાંખીને પીવાથી અગર અરીઠાઓનું પાણી પીવાથી પણ અફીણનું ઝેર નાબુદ થાય છે. (૫) દુધમા સાકર નાંખીને પીવાથી ધંતુરાનું ઝેર ઉતરી જાય છે. (૬) ઘી સાથે ટંકણખાર પીવાથી વછનાગનું ઝેર જાય છે. (૭) પીંપળાનાં પાંદડાંનો રસ પીવાથી અફીણનું ઝેર જાય છે. (૮) ઉબરાનાં દશ પાંદડાં વીસ તોલા પાણી સાથે વાટી તેનો રસ કાઢીને

પાવો. એ રીતે દર એક એક કલાકે ત્રણવાર પીવાથી સોમલનું ઝેર નાબુદ થાય છે. (૯) કારેલીની જડ પાણીમાં ઘસીને પીવાથી પારાનો ઉપદ્રવ મટી જાય છે, [૧૦) સાપની કાંચળીનો ત્રણ દિવસ ધુમાડો દેવાથી ઉંદરનું ઝેર જાય છે. (૧૧) તલ, ગોળ, તલનું તેલ અને આકડાનું દુધએ બધાં સરખે ભાગે લેઇ અડધાથી એક તોલાની માત્રામાં પીવાથી હડખાયા કુતરાનું ઝેર દૂર થાય છે, અને હડખવા ઉત્પન્ન કરનારા બધા કીડા પેટમાથી નિકળી પડે છે. [૧૨] સરસડાનાં બીજના ચૂર્ણને આકડાના દુધની ત્રણ ભાવનાએ દેવી, પછી તેને લીંડીપીપર સાથે મેળવી ગરમ પાણી સાથે પાવાથી સાપ વીંછી, ઉંદર, કાનખજુરા, ગરોળી, કાચંડા, ભમરા, માંખ વગેરે સરવે ઝેરી જંતુઓનું ઝેર દુર થાય છે. (૧૩) સરસડાનાં ફળ છાલ અને મૂળ, અકોલી જડ, મીંઢળ, કુકડવેલ એ બધાં સરખા ભાગે લેઇ ચૂર્ણ કરીને તે ચૂર્ણ તાંદળજાના રસ સાથે પીવાથી દરેક જાતનાં ઝેર દૂર થાય છે. [૧૪] નેપાળાનાં બીયાંની અંદરની જીભો કાઢી તેને લીંબુના રસના એકવીસ પટ દેવા પછી તેની ગોળી બાંધી રાખવી. તે ગોળી માણસના પેસાબ સાથે ઘસીને આંખમાં આંજવાથી સાપ કરડવાથી મરણ પ્રાયઃ થયેલો પણ જીવે છે. (૧૫) રવિવારે કપાસનું મૂળ કાઢી લાવી તે વિંછીના ડંખપર ફેરવવાથી તત્કાળ ઝેર ઉતરી જાય છે.

**વીંછીની ઉત્પતી**—ગાય ભેંસના સડેલા છાણમાંથી તથા મુએલા પ્રાણીના સડેલા શરીરમાં તથા સડેલા સર્પથી વીંછી ઉત્પન્ન થાય છે. તે મંદવિષ મધ્ય વિષ અને મહા વિષ હોય છે. મંદ વિષવાળા ધોળા, શ્વેત ભાખરા, લુખા, કાબરચીત્રા શ્યામ રૂવાટાવાળા તથા પાંખોવાળા હોય છે. મધ્ય વિષવાળા ધુસરા, પેટવાળા

ત્રણ પાંખડાવાળા, રાતા, પીળા ગૌરવર્ણા, ચીત્રવાળા તથા લોહી સરખી કાંતીવાળા હોય છે, અને અધીક વિષવાળા, લીલા કાચ જેવા, રક્ત, શ્વેત, કાળા, એક તેમજ બે પાંખડાવાળા હોય છે. ઉ-પટીંગ નામનો વાછી મુખેથી કરડે છે તે બીજા બધાથી બહુ વેદના કરે છે, અને તેમાંથી ઘણાં જણા મરણ પામે છે.

**વીંછીના ઝેરનાં લક્ષણ**—જેનું ઝેર તીક્ષણ હોય છે, તે અગ્નીની પેઠે બળતરા ઉપજાવે છે. પછી આખરે આખા શરીરમાં ચડી જાય છે. ને છેવટે ડંખમાં આવી અતીશય પીડા કરે છે તેનો ડંશ કાળો અને હમણાં ફુટશે એવો થાય છે. મહા વિષવાળા વીંછીએ કરડેલા અવાચક, તાવથી પીડીત, જરા બેહુંશવાળા, પરસેવાથી તરબોળ, મુર્છીત, સુકાયેલા મુખવાળાને વ્હીવળ થાય છે મુખેથી કરડેલા કે મહા વિષવાળા વીંછીએ કરડેલા મનુષ્યનું કાળજું ધડકે છે. જીભ ટુંકી થાય છે, શ્વાસ રૂંધાય છે, અને આખા શરીરનું માંસ સાણશીથી ખેંચાતું હોય એમ લાગે છે આવા લક્ષણવાળો દરદી અ-સાધ્ય દરદી કહેવાય છે.

**વીંછીના ઝેરનાં ઉપાય**—૧ લો-ડંખેલી જગ્યાપર સમુદ્ર-ના પાણીથી પાણીથી પાકેલું મીઠું તોલો ૦.૧ ઝીણું વાટીને ડંખપર મુકવું ને તે ઉપર પાટો બાંધવો તથા ડંખ ઉપર હળદરની ધુણી દેવી. ૨ જો-જેવો કરડે તેવી તરતજ પોતાની કે પારકી બગલ બહુજ જોરથી સુઘવી અથવા જુની ટોપીનો અંદરનો ભાગ સુંઘવો કાંતો સ્ટ્રાંગ લીકર એમોનિયા સુંઘવું જેથી ડંખ ચડશે નહી. ૩ જો—પેનકીલર અગર સ્ટ્રાંગ લીંકર એમોનીયા ડંખ ઉપર ઘણીવાર સુધી ઘસવું અગર દીવાસળીના ગંધરપને પાણી સાથે ઘસી ડંખ ઉપર લગાડવો. અથવા ફટકડી ઉની કરી ડંખ ઉપર ચાંપવી. ૪ થો—આં

બલીના કચુકાને એક બાજુથી સખત ઘસી ગરમને ગરમ ડંખનું ઉપર ચોટાડી દેવો. જ્યારે ઝેર ચુશી લેશે ત્યારે તે ઉખડી પડશે. મીઠું મુખમાં ચાવી જે અંગે કરડો હોય તેના સામા કાનમાં જોરથી ફુંક મારવી. સરત એટલી રાખવીકે મોંમાં મીઠું રહી જવું ન જોઈએ. ૫ મો—૧ા શેર પીવાના જલદ દારૂમાં ખાવાનું મીઠું ચાર તોલા નાંખી ઓગળવા દેવું ને તેમાં લુગડાનું પોતુ પલાળી ડંખ ઉપર તે પોતુ મુકવું. ને આંગળીએ કરડયો હોય તો આંગળી તેમાં બોળી રાખવી ૬ ઠો—રાતા કણેરના તાજાં મુળીયાં તથા મરી એ બેઉને ઉના પાણીમાં વાટીને ડંખ પર લેપ કરવો. જેથી ઝેર ઉતરી જશે ૭ મો—કાળી તુળસીના પાંદડાં ડંખપર ઘસવાં, અથવા નખ તેલ ઘસવાથી પણ આરામ થશે ૮ મો—માણુસના માથાના મોવાળા પીળા સરસવને જુના ગોળનો ધુપ ડંખે દેવાથી ડંખ ઉતરી જશે. તેમજ હાથીગા કરસણનું મુળ ઘસીને ડંખે લગાવવાથી પણ નરમ પડી જશે.

## પુરૂષોની નામર્દાઇના ઉપાય.

હેતુ—જે પુરૂષ વાજીક્રિયા એટલે વીર્ય વૃદ્ધિ કરનારાં ઔષધો વગેરે ઉપાયો નથી કરતો અને મિથ્યા આહાર વિહાર કરે છે, તે પુરૂષનું વીર્ય ઘટી જઇને અથવા બગડી જઇને તે માણુસ ધ્વજ ભંગપણાને પામે છે.

લક્ષણ—એ રોગવાળા પુરૂષથી ટાઢ તડકો, ભૂખ તરસ મહેનત વગેરે ઘણાંજ થોડાં સહન થાય છે, તેના પગની પીંડીઓ તથા સાંધા ઢીલા થાય છે, તેના બુદ્ધિ બળ અને ઈંદ્રીયોની શક્તિ હીન થાય છે, તેની મુખ કાંતિ ફીકી લાગે છે, વીર્ય અલ્પ અને પાણી જેવું હોય છે, મૂત્રેન્દ્રિય શિથિલ હોય છે, જઠરાગ્નિ મંદ હોય છે અને હોંસ ઉડી ગયા જેવો લાગે છે.

**સાધ્ય અસાધ્ય** માબાપના રજ અને વીર્યના દોષથી જન્મથી મળેલી નપુંસકતા તથા મર્મસ્થાનનો છેદ થવાથી થયેલી નપુંસકતા અસાધ્ય છે. બાકી ધાતુની કમતાકાદ વગેરેથી ઉપજેલી સાધ્ય છે; માટે તેના ઉપચારો કરવા.

વાજીકરણ પ્રયોગો—ધોળી કરેણનાં મૂળ તોલા ૮૦ લાવી તેને છુંદીને આઠ શેર પાણી સાથે ઉકાળતાં બાકી બશેર પાણી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું. બાદ તે પાણીમાં ભેંસનું બશેર દુધ નાંખીને ફરીથી ઉકાળતાં પાણીનો ભાગ બળી જઇને દુધ માત્ર બાકી રહે, ત્યારે ઉતારી લેઇ તેમાં શોધેલો સોમલ તોલો એક તથા જાયફળ, જાવંત્રી, કેસર, લવીંગ, સમુદ્રફળ અને કપુર એ દરેકનું ચૂર્ણ એક એક તોલો નાંખવું; પછી તેમાં થોડી ખાટી છાશ નાં-ખીને દહીં જમાવવું. પછી તે દહીંને વલોવી તેનું માખણ કાઢી તેને તાવીને ઘી કરી એક શીશીમાં તે ભરી રાખવું. એ ઘીનું માત્ર એકજ ટીપું પાકેલા પાન પર ચોપડીને તે પાન ખાવું, અને ઉ-પર ત્રયોદશ ગુણી તાંબુલ ખાવું; જેથી ગમેતેવી નપુસકતા આવી હોય તે પણ દુર થાય છે, અને સ્ત્રીસંગની ઇચ્છા ઘણીજ થાય છે, શ્વાસ ખાંસી કફ અને વાયુના રોગો મટે છે. આ ઘી ઝેરી છે, તેથી માપ કરતાં વધારે ખાવું નહિ, તેમજ માખણ તાવતી વખતે તેની વરાળ આંખને લાગે નહિ તેવી સભાળ રાખવી. દવાથી આ-સત ( ગરમી ) વધારે જણાય, તો ઘી દુધ તથા મધુર પદાર્થો વ-ધારે ખાવા. (૨) સારા ઉંચા રૂમી હીંગલોકનું ચૂર્ણ કરી તેને લીંબુનારસ અને ઘેટીના દુધના સાત સાત પટ દેવા. પછી ફોતરાં વિનાની અડદની દાળ ચોથ શેર લેઇને તેને પાણીથી કરમોવી પછી પેલા હીંગલોકના ત્રણ તોલા ચૂર્ણ સાથે રગદોળીને છાંયે સુકવવી.

પછી દરરોજ એ દાળમાંથી અરધો શેર દાળ એક સારી નિરોગી બકરીને ખવરાવવી અને તે બકરીનું દૂધ નિકળે તેમાં થોડી બીજી હીંગલોક વગરની અડદની દાળ નાંખી તેની ખીર કરીને સવારના ખાવી, અને સાંજે બકરીનુ દુધ નિકળે તે એમને એમ શેર કઢયું પી જવું. એ પ્રમાણે ૨૮ દીવસ કરવાથી નપુસક હોય તે મર્દ થાય છે, અને એકસો સ્ત્રીઓ ભોગવી શકેછે. આ ઉપાય વાત, પિત અને કફ એમાંની ગમે તેવી પ્રકૃતિ વાળાને પણ લાગુ પડેછે. ઉપરનાં બે ઔષધો પૈકી ગમે તે ઔષધ વાપરનારે સખ્ત પથ્ય પાળવું. માત્ર ઘઉંની રોટલી ઘી દુધ અને ચોખા સિવાય બીજું કંઇ પણ ખાવુ નહિ ઓસડ ખાય તેથી બમણા દિવસ ચરી પાળવી, તેલ મરચુ આંબલી અને હીંગ બાર મહિના સુધી ખાવાં નહિ; એ રીતે બરોબર પરહેજી પાળવાની તજવીજ રાખવી જોઇએ.

**નસોની શિથિલતાના ઉપાય** — નસોની કમજોરથી નપુંસકતા આવી હોય તો સુવરની ચરબી મધ સાથે મેળવીને ઇંદ્રી પર મર્દન કરવાથી નસો મજબૂત થઇને નપુંસકતા જાયછે. અનેક ઝેરી ચીજો સાથે કાઢેલા સાંઢાના તેલ કરતાં આ દવા દશ ગણી વધારે ફાયદાકારક છે. કોઇ સારો માણસ તેનો ઉપયોગ કરે તોપણ તેનું લીંગ જાડું મજબૂત અને લાંબુ થઇ જાયછે. ( ૨ ) વાઘની ચરબીનું ઇંદ્રી પર મર્દન કરવાથી પણ નપુંસકતા જાય છે. ( ૩ ) ધોળી કરેણના મૂળને ગધેડાના મૂત્રમાં ઘસીને ઇંદ્રી પર લેપ કરવાથી પુરૂષત્વ પ્રાપ્ત થાય છે. એ લેપથી સોજો આવે તો ઘી ચોપડવાથી સારૂં થશે.

**પુરૂષાતન આપનાર ઉપચારો**—ખાખરાના ઝાડની નજીક ખોદીને તેનુ મૂળ ઉઘાડું કરવું, પછી તે મૂળને નીચેની બાજુએ

ચીરો પાડી તેની નીચે માટીનું એક રીઢું વાસણ મેલી આજુબાજુ અને મૂળ ઉપર થોડી માટી વાળવી. પછી તેના પર આગનાં છાણાંનો અગ્નિ કરવો અને તે શાંત થયા પછી પેલું વાસણ કાઢી લેઇ તેમાં પડેલો ખાખરાનો અર્ક રાખી મેલવો. પછી ગોખરૂ, તાલમખાના, શતાવરી, કૌવચાં, ગંજેડી, બળબીજ, ગળો, આંબળાં, ભોંયકહોળું, હરડે, વાવડીંગ, ચિત્રા, જેઠીમધ અને લીંડીપીપર એ ૧૪ ચીજો સરખા ભાગે લેઈ તેનું ચૂર્ણ તોલો એક, સાકર તોલા બે, મધ તોલા બે અને ઘી તોલા દેઢ સાથે મેળવીને ચાટી જવું; અને ઉપર શેર કઢેલું દુધ પીવું તેથી ધાતુની અત્યંત વૃદ્ધિ થાય છે. (૨) કાળા સાપનાં હાડકાંની રાખ રતી ા લેઇ તે ઘી સાથે મેળવીને ખાવાથી અત્યંત ધાતુ વધે છે. (૩) જે ઉત્કંટાના જાળાંને માત્ર એકજ મૂળ હોય તેવા ઉત્કંટાઓનાં મૂળ લાવી ખાંડીને ભુકો કરી તે ભુકો અડધા તોલાના હિસાબે લેઇ દુધમાં નાંખીને પીવાથી પુરૂષ કામાતુર થઇ જાય છે. આ દવા સ્ત્રી પાસે હોય તોજ ખાવી. (૪) બકરાના અંડકોષ ( કપોળીયા ), સિંધવ, લીંડીપીપર અને ઘી એ બધાં દુધ સાથે ભેગાં પકાવીને ખાવાથી સો સ્ત્રીઓ ભોગવવાનું સામર્થ્ય આવે છે.

**સ્થંભન યોગ**—કાળા સાપનું હાડકું લેઇ તેનો મણકો બનાવીને કમરે બાંધવાથી એ મણકો કેડે રહે ત્યાં સુધી વીર્ય શ્રાવ થતો નથી. (૨) કાચંડાની પૂછડીની રાચ લેઇને તણખલા સાથે ગુંથીને તેની વીંટી બનાવવી. એ વીંટી ટચલી આંગળીએ ઘાલેલી હશે ત્યાં સુધી વીર્ય સ્ખલિત થશે નહિ. (૩) કણજીના બીજને કોરી તેની અંદર ધોળા ખરસાંડના મૂળના ચૂર્ણ સાથે ખરલ કરેલો પારો ભરી, પછી તે બીજ પર સોનાનું પતરૂં મઢી લેવું. પછી રતિ

વખતે એ બીજ મોંઢામાં રાખ્યું હોય ત્યાં સુધી વીર્ય સ્ખલિત થતું નથી.

**ધાતુવર્ધક ઈલાજ**—એક જાયફળને કોરી તેની અંદર ધોળા કરણના મૂળનું દુધ ભરી, પછી તેનાં મોં પર જાયફળ કોરતી વખતે નિકળેલો ગાળ-ભુકો દાબી દેવો. પછી તે જાયફળ પર ઘઉંનો આટો ચઢાવી ઘીના દીવા પર ધરીને લોટ લાલચોળ થઇ જાય ત્યાં સુધી શેકવું. પછી ઘઉંના લોટનું પડ કાઢી નાંખીને તે જાયફળને બારીક ખરલ કરીને તેમાં મધ નાંખીને મરી જેવડી ગોળીઓ કરવી. અને દરરોજ સવારે એક ગોળી મધ સાથે ખાવી. સખ્ત પથ્ય પાળવું. માત્ર ઘઉં, ચોખા, દુધ, ઘી, સાકર એટલુંજ ખવું. જેથી અત્યંત ધાતુ વધે છે, અને રતિની ઇચ્છા પણ વધે છે; એ અનેક વાર અનુભવેલું હોવાથી આ અનુભવ સિદ્ધ ઇલાજ ઘણો અકસીર છે.

## દીવાનાપણું-ગાંડપણ.

**કારણો**—પ્રકૃત્તિ વિરુદ્ધ, વિષ વગેરેથી બિગાડ પામેલું ભોજન કરવાથી, દેવ ગુરૂ બ્રાહ્મણ સાધુ સંત વગેરેનો તિરસ્કાર કરવાથી, તથા હર્ષ શોક ભય વગેરે કારણોથી દોષો વિકાર પામી પોતાનો માર્ગ છોડી બુદ્ધિનું સ્થાનક જે મન તેને દુષ્ટ કરી પછી મનને જ્ઞાન આપનારા ઉન્મની નામના જ્ઞાનતંતુઓમાં પ્રવેશે છે, ત્યારે તેઓ ઉન્મની નામના તંતુઓમાં મદ ઉપજાવી માણસના અંતઃકરણને મોહિત કરી નાંખે છે; તેથી આ રોગ ઉન્માદ નામે ઓળખાય છે.

**લક્ષણ**—જ્ઞાનતંતુઓમાં મદ ઉપજવાથી તેમાં સાત્વિક ગુણ ન રહેતાં અત્યંત રજોગુણની વૃદ્ધિ થાય છે. જેથી બુદ્ધિ. સ્મરણશક્તિ, સારાસાર વિચાર શક્તિ વગેરેમાંથી પણ સાત્વિક ગુણનો

બાગ જે સ્થિરતા તેનો નાશ થઇ રજોગુણના લીધે તેઓ અત્યંત ચંચળ બને છે. અને તેથી ગાંડા માણસ ઘડીકમાં ગાય છે, ઘડીકમાં નાચે છે, કુદે છે, રડે છે. હસે છે, ઉઠી ઉઠીને નાસે છે, વિચિત્ર ભાષણ કરે છે, જેને તેને મારવા દોડે છે; વગેરે વિકારો લાગુ પડે છે. તેથી તે રોગ ઉન્માદ, દીવાનાપણું, ચિત્તભ્રમ કે ઘેલછાના નામે ઓળખાય છે.

ઉપાય—આ વ્યાધિ માનસિક એટલે મનના જ્ઞાનતંતુઓના બિગાડનો છે. માટે જ્ઞાનતંતુઓમાંથી રાજસગુણ દુર કરી સદાને માટે સાત્વિક ગુણનું સ્થાપન કરે તેવાં ઓષધ તો ઘણાં છે. પણ ઉન્માદ, વાઇ, હીસ્ટીરીઆ, વીર્ય શ્રાવ વગેરેથી બગડેલા જ્ઞાનતંતુઓને સુધારવા વનસ્પતિમાં બ્રાહ્મી અને જુનું ઘી પણ અસર કરે છે; અને તેથી તે દરેક સ્વતંત્ર રીતે પણ આ રોગ પર લાગુ પડે છે. (૧) બ્રાહ્મી, ઘોડાવજ, સિંધવ, શંખાવળી, છીણી ( બેયણાં ), માલકાકણી, ઇંદ્રવારણી, લીંડીપીપર એ ૮ ચીજો દરેક ત્રણ ત્રણ જવ ભાર, સોનાના વરખ બે જવ ભાર અને વછનાગ એક તલ ભાર, એ સર્વેનું ચુરણ કરી તે ચૂર્ણ દશ વર્ષના જૂના ઘી તોલા ચાર સાથે ચટાડવું અને તે પાચન થયા પછી માત્ર સાઠી ચોખાનો ભાત, ઘી અને મધ સાથે ખવરાવવો. એ પ્રમાણે કેટલાક દિવસ કરવાથી ઉન્માદ તેમજ વાઇનું દરદ ગમે તેવું ભયંકર અને ગમે તેટલું જુનું હોય, તો પણ જડ મૂતમાંથી નાશ થાય છે. એમાં બિલકુલ સંદેહ નથી. આ પ્રયોગ સેંકડો દરદીઓ પર અજમાવ્યાથી સારા સારા નામાંકિત વૈદ્યરાજો અને ડાક્ટરોએ છોડી દીધેલા દરદીઓ પણ અજાયબ રીતે સારા થયાનો અનુભવ મળી ચુકયો છે. સાઠી ચોખા સાથે મધ અને ઘી ખાવાનાં છે તે સરખાં નહિ લેતાં વધારે

ઓછા પ્રમાણમાં લેવાં, મધ અને ઘી સરખા ભાગે લેવાથી વિષ તુલ્ય થાય છે. (૨) તાડની ડાળીઓનો રસ બે તોલા લેઇ તેમાં બા તોલો મધ નાંખીને પીવાથી અગર એકલો રસ પીવાથી પણ ઉન્માદનું દરદ અતિ ભયંકર ન હોય તો તેનો નાશ કરે છે. (૩) ધંતુરાનાં બીજ એકથી માંડીને પાંચ સુધી. પીંપર નંગ ૨૧ એ બેનું ચૂર્ણ કરી ચાર તોલા દસ વર્ષના જુના ઘી સાથે સેવન કરવાથી પણ આ રોગ મટે છે.

## ક્ષય રોગની સમજ અને ઉપાય.

કારણો—અપાનવાયુ, મૂત્ર, મળ વગેરેના વેગને રોકવાથી. અત્યંત સ્ત્રી સંગ ઉપવાસ વગેરેથી. ધતુઓનો ક્ષય થવાથી. બળીઆ સાથે કુસ્તી અત્યંત શ્રમ વગેરે સાહસ કર્મોથી, અને વખત બે વખત વધારે ઓછું ખાવાથી, એ મુખ્ય ચાર કારણોથી વાયુ કોપ પામી જઠરાઅગ્નિને મંદ કરી પિત અને કફને બગાડે છે; ત્યારે જેમાં કફની અધિકતા છે એવા તે દોષો રસને વહેવાની નળીઓને બંધ કરી દે છે, જેથી રસ હૃદયમાં રહીનેજ નાશ પામે છે, અથવા તો મુખ વાટે બહાર નીકળી પડે છે તેથી માણસ અન્નાદિકનો શરીર પોષણાર્થે જે આહાર કરે છે તે સર્વે ફોકટ જાય છે. કારણકે પ્રાણી જે ખોરાક ખાય છે તેમાંથી પ્રથમ રસ નામની ધાતુ થાય છે, પછી રસમાંથી રકત લોહીમાંથી માંસ, મેદ, હાડકાં, મજ્જા અને વીર્ય થાય છે. પરંતુ આ રોગમાં સહુથી પ્રથમની ધાતુ એટલે રસજ નાશ પામે છે, તો પછી રકત માંસ વગેરે બંધાયજ શેમાંથી ? અને એ રીતે નવી ધાતુઓ ન બાંધતાં પ્રથમની હોય તેમનો પણ દહાડે દહાડે ક્ષય થતો જાય છે; તેથી આ રોગ ક્ષયના નામે ઓળખાય છે. જે ક્ષયમાં પ્રથમ આમ, રસ, રકત, વગેરે ધા-

તુઓનો અનુક્રમે ક્ષય થતો જઇ છેવટે વીર્યનો ક્ષય થાય છે, તે અનુલોમ એટલે સીધો ક્ષય કહેવાય છે, પરંતુ ઘણાજ સ્ત્રી સંગ વગેરે કારણોથી જેમાં પ્રથમ વીર્યનો ક્ષય થઇ પછી બીજી ધાતુઓનો ક્ષય થાય છે, તે વિલોમ એટલે અવળો ક્ષય કહેવાય છે,

પૂર્વરૂપ—ક્ષયનો રોગ થવા આગમચ શ્વાસ થાય છે, હાથ પગ ગળે છે. કફના ગલફા પડે છે, તાળવું સુકું થાય છે, જઠરાગ્નિ મંદ પડી જાય છે, સલેખમ અને ઉધરસ થાય છે, ઉંઘ ઘણી આવે છે, નેત્ર ધોળાં થાય છે, અને તેને માંસ ભક્ષણની અને રતિ સુખની ઇચ્છા ઘણી થાય છે; તેમજ વિચિત્ર સ્વપ્નાં આવે છે.

લક્ષણો—ઘણું કરીને આ રોગ વાયુ પિત અને કફ એ એ ત્રણે દોષોના કોપથી થાય છે. અને તેથી વાયુના કોપને લીધે સ્વરભેદ એટલે અવાજનું બદલાવું અગર ઘાંટો બેસી જવો, ખભા તથા પડખામાં શુળ આવવાં, અને ખભા તથા પાંસળીઓનું ખેંચાવું એવા ઉપદ્રવો થાય છે. પિતના કોપને લીધે તાવ આવવો, હાથ પગનાં તળીઆં પાસાં અને ખભાનો દાહ થવો એટલે તપી ઉઠવું, ઝાડા થવા અને મુખવાટે ઉલટી થવા અને લોહી પડવું એવા ઉપદ્રવો થાય છે; દિનપ્રતિદિન શરીર તવાતું જાય છે. કફના કોપને લીધે સળેખમ, શ્વાસ, ખાંસી, સ્વરભેદ, અગ્નિમંદ. અરૂચિ અને મસ્તકનું ઘુંધ બની રહેવું એવા ઉપદ્રવો થાય છે. જેને એ અગીઆરે લક્ષણો લાગુ પડતાં નથી તેને ખાંસી, તાવ, પસવાડામાં શુળ, સ્વરભેદ, ઝાડો અને અરૂચિ એ છ વિકારો લાગુ પડે છે. અગરજેને એ છ વિકારો લાગુ પડતા નથી તેને ખાંસી, તાવ અને લોહી પડવું ત્રણ વિકારોજ લાગુ પડે છે.

**ચિકિત્સા**—ક્ષય મહાભયંકર રોગ છે. કેમકે એ રોગપર આપવામાં આવતાં ઔષધોનો રસ હૃદયમાંથીજ નાશ પામવાથી સર્વે નિષ્ફળ જાય છે. જો કે પ્રથમ તો આ રોગ વાયુના વિકારથી ઉપજે છે, તો પણ આખર તેમાં કફ પ્રધાન થઇ પડે છે. અને કફ પ્રધાન થતાં જઠરાગ્નિ મંદ થાય છે, તેથી અન્નાદિકના રસમાંથી બીજી ધાતુઓ નહિ બંધાતાં તે રસ ઘણીવાર સુધી હૃદયમાં પડી રહી સડયા કરે છે; અને તેવી રીતે સડવાથી એક જાતનાં જંતુઓ ઉત્પન્ન થાય છે; જેથી કરીને ધીમે ધીમે ફેફસાંને પણ સડો લાગુ પડીને તે ખવાતાં જાય છે. તેથી આ રોગ પર એવું ઔષધ જોઇએ કે જેનામાં ત્રણે દોષને સુધારી સમાન કરવાનો અને ખાધેલા અન્નાદિક પદાર્થોના રસને પચાવીને તેમાંથી બીજી ધાતુઓ ઉત્પન્ન કરવાનો વગેરે ગુણો હોય. આવા ગુણો સોનું અભ્રક વગેરે ધાતુઓમાં વિશેષ રહેલા છે. અને તેથી તેઓની બનાવટના અનેક જુદા જુદા રસો રસાયનો વગેરે આ રોગપર વપરાય છે.

**ઉપાયો–ઔષધો**—પારેવાના માંસને તડકે સુકવી તેનું ચૂર્ણ કરી એ ચૂર્ણ તોલા ૩૨, સાકર તોલા ૧૬, વાંસ કપુર તોલા ૮, લીંડી પીપર તોલા ૪, ઝીણી ઇલાયચી તોલા ૨, અને તજ તોલો ૧ લેઇ બધાંનું ભેગુ બારીક ચૂર્ણ કરીને એ ચૂર્ણ તોલો ૦ા, સાકર તોલો ૧ા, બકરીના દુધનું માંખણ તોલો ૧ા, મધ તોલો ૧ા, તથા સોનાનો વરખ નંગ ૧) એ સર્વે સાથે મેળવીને ચાટી જવું. એ પ્રમાણે દિવસમાં બે ચાર વાર કરવાથી ક્ષયનો રોગ મહા ઉગ્ર હોય તો પણ મટી જાય છે.

આ પ્રયોગ કરનારે ખોરાકની વ્યવસ્થા નીચે પ્રમાણે રાખવી.
(૧) બે વર્ષના જુના ઘઉ મણ ૧) લાવી તેમાં આકડાનાં ફુલમાં-

હેની વચલી કળીઓ શેર પાંચ મેળવીને ચાર પાંચ દીવસ સુધી તેની એક ગાંસડી બાંધી મુકવી. પછી ગાંસડીને છોડીને તે ઘઉં છાંયે સુકવવા; બરાબર સુકાય એટલે કળીઓ ઝાટકી નાંખીને તે ઘઉં દળીને લોટ કરવો. તે લોટના રોટલી શીરો વીગેરે માફક આવે તે પદાર્થો બનાવીને ખાવાના કામમાં બકરીનું ઘી વાપરવું. (૨) ડોડી નામની વનસ્પતિ કે જેને સંસ્કૃતમાં જીવંતી તથા ક્ષયારિ એટલે ક્ષય રોગનો શત્રુ પણ કહેછે, તેની ભજી (શાક) કરીને દ રોજ ખાવી, બીજુ કોઇ શાક ખાવુ નહિ. ડોડીના શાકમાં મશાલો માત્ર ધાણા, જીરૂં, તજ, સિંધવ, હળદર, અને થોડાં મરી તથા લવીંગ વાપરવાં. (૩) દુધ વાપરવું હોય તો તે માત્ર બકરીનુજ વાપરવું, અને તે નીચે મુજબ તૈયાર કરીને વાપરવું. ઇલાયચી, તમાલપત્ર, તજ દ્રાક્ષ અને લીંડીપીપર એ દરેક એક એક તોલો; સાકર, જેઠીમધ, ખજુર અને ખીસમીસ એ દરેક બે બે તોલા લેઇ તે બધાનુ ચૂર્ણ કરવું. એ ચૂર્ણમાંથી તોલો એક લેઇને એક શેર બકરીના દુધમાં નાંખીને ઉકાળવું. અને એક ઉભરો આવીને ફાટી જાય ત્યારે ઉતારી લેઇ ઠંડુ થયે તે ઉપયોગમાં લેવું, બની શકે તો બકરીના ટોળા વચ્ચે પથારી રાખીને રાત્રે સુઇ રહેવું.

## પરચુરણ રોગોના ઉપાય.

(૧) ગાયનો દાંત પાણીમાં ઘસીને માત્ર તેનું એક ટપકું કરવાથી પણ તત્કાર બદ, ગાંઠ, ગુમડું, કંઠમાળ વગેરે ગમે તેવાં ભયંકર હોય તો પણ ફુટી જાયછે. (૨) એ મુજબ હાથીનો દાંત વાપરવાથી પણ તત્કાળ તેવોજ ફાયદો થાયછે. (૩) શરપંખાનાં મુળ ચોખાના ધોવરામણમાં ઘસીને તેનો લેપ કરવાથી પણ વ્રણ રૂઝાઇ જાયછે. (૪) બિલાડીના હાડકાને હરડે બહેડાં અને આમળાના ઉકા-

ળાના પાણીમાં ઘસીને ચોપડવાથી દરેક જાતના વ્રણ અને ભગંદર પણ મટે છે. (૫) પારો, ગંધક, ઓદ.રસિંગ, સિંદુર, લાલકંપીલો ફુલાવેલું મોરથુથુ, ધોળો કાથો, પાષાણ ભેદ. હીંગળોક, સરસકપુર એ ૧૦ ચીજો સરખા ભાગે લેઇ ખરલ કરી પછી એ સર્વેનાથી ચારગણું જુનું ઘી અને સર્વેથી અડધું મીણ લેઇ ઘી તથા મીણને એક વાસણમાં ઘાલી ધીમા અગ્નિ પર મુકવું. મીણ ઓગળીને ઘી સાથે મળી જાય ત્યારે તે વાસણ નીચે ઉતારીને પછી તેમાં પેલું ચૂર્ણ મેળવી દેવું. એ રીતે તૈયાર થયેલા એ મલમની પટી લગાવવાથી દરેક જાતના વ્રણ, નાડીવ્રણ, સદ્યોવ્રણ. હાડીયાવ્રણ, ગંભીર નાસુર એ સર્વેનો નાસ થાયછે. એનો અનુભવ હજારોવાર લેવાયેલો હોવાથીં આ ઉપાય અકસીર જણાયો છે. (૬) દેડકાની ચરબીનું તેલ લગાડવાથી જો માણસ અગ્નિ તેલ વગેરેથી દાઝયો હોય અને તેના આખા શરીરની ચામડી બળી ગઇ હોય, તો પણ તત્કાળ દાહ શમી જઇ આરામ થાયછે. એ તેલમાં એવો તો ચમત્કારીક ગુણ રહેલો છે કે કદાચ કોઇ માણસ તે તેલ શરીરે ચોપડી ને આખો દીવસ દેવતામાં બેસી રહે તો પણ તેને મુદલ ઇજા થતી નથી.

## ભગંદર

**લક્ષણ**—મળદ્વારની બાજુએ બે આંગળ ઉપર એક ફોલ્લી થઇ પછી તે ફુટે છે. ત્યારે તેમાં ચાળણીની માફક એક બે ચાર અગર અનેક છીદ્રો પડે છે; જે ભગંદરના નામે ઓળખાય છે.

**ચિકિત્સા**—( ૧ ) બિલાડીના હાડકાંને હરડે બહેડાં અને આંબળાના પાણીમાં ઘસીને લેપ કરવો ( ૨ ) એજ મુજબ કુતરાના હાડકાનો લેપ કરવાથી પણ આ રોગ સારો થાય છે. ( ૩ ) મા

ણુસના હાડકાંને સાત દિવસ સુધી તેલમાં પલાળી રાખવાં, પછી ધુપેલ વગેરે કાઢે છે તેવીજ રીતે પાતાળ યંત્રથી તેનું તેલ કાઢવું. એ તેલનો લેપ કરવાથી વ્રણ, ભગંદર, ગરમી, ચાંદી, વિસ્ફોટક, ફીરંગવાયુ વગેરે દરદો ગમે તેવાં ભયંકર હોય તો પણ મટી જાયછે. આ તેલ માણુસેલ નામે ઓળખાય છે, અને તે ઇંગ્રેજી દવા આયડોફોર્મ કરતાં દશ ગણી વધારે શકિત ધરાવે છે, (૪) જગતમાં જડીબુટ્ટી સંબંધી જે ઔષધીઓ છે, તે બધાં કરતાં અંકોલમાં કંઇ વિલક્ષણુજ ગુણુ રહેલોછે. અને તે પૈકી કેટલાક ગુણો એવા અદ્ભુત છે કે અંકોલના તેલમાં કોઇ પણ વૃક્ષવેલીનું બીજ ભીંજવીને વાવ્યુ હોય તો એક કલાકની અંદર તે બીજમાંથી ઝાડ વેલ વગેરે તૈયાર થઇને તે ઉપર ફળ ફુલ ઇત્યાદી બેસે છે. વળી કોઇ માણુસ હજામત કરાવીને એ તેલ માથે ઘસે તો તરતજ પાછા વાળ ઉગે છે. વગેરે અનેક ચમત્કારીક ગુણો છે, અને તેથી તેના આવા સારા ગુણુને લીધે જો કદી કોઇ અતિ ઉંડા ઘામાં તેનું તેલ પુરવામાં આવે, અગર નાસુર ભગંદર વગેરે પર લગાડવામાં આવે તો એ બધું તરતજ સારૂ થઇ જાય છે; અને તેથી આયડોફોર્મ કરતાં એ તેલ કરોડગણું વધારે ઉપયોગી છે. પરંતુ અફસોસ ? કે અંકોલનાં બીયાંમાં તેલ ઘણુંજ કમતી હોય છે. અને તેથી તે સહેજ નીકળી શકતું નથી; તે કાઢવાની ક્રીયા માત્ર સાધુ સંત મહાત્માઓજ જાણે છે. મહા મુસીબતે એક જટાધારી પાસેથી મેળવેલી તે ક્રીયા સર્વે લોકોના હીતાર્થે અમે અત્રે પ્રકટ કરીએ છીએ અંકોલનાં બીજ પરનાં જાડાં ફોતરાં કાઢી નાંખી તે માંહેલી મીંજો કાઢીને એ મીંજોનાં મોઢાં લગાર ઘસી નાંખી, પછી તે બીયાંને કાંસાની થાળીમાં મુકી તેઓના પર ચણાના લોટનો લેપ કરવો, અને

પછી તેઓમા મોંઢાપર ટંકણખારનો થોડો લેપ કરીને તે થાળી સુદ્ધાંત તે બીયાં તડકે મુકવાથી તેમાંથી સુખ પુર્વક તેલ નિકળે છે. જે ઉપર કહેલ સર્વ કામોમાં વપરાય છે.

## ગરમીની ચાંદી.

**ચાંદીનાં કારણો** - જનનેંદ્રીય પર હાથ, નખ, દાંત વગેરે વાગવાથી, ઇંદ્રીને નહિ ધોવાથી, છોટી ઉમ્મરની સ્ત્રી સાથે અત્યંત રતિક્રીડા ( સંગ ) કરવાથી, ઇંદ્રી છોલાયાથી, ગરમીના દરદવાળી સ્ત્રીનો સંગ કરવાથી, મેલા પાણીએ ઇંદ્રી ધોવાથી વગેરે કારણોથી આ રોગ થાય છે,

**લક્ષણ** પ્રથમ ઇંદ્રી ઉપર એક અંગર વધારે ફોલ્લીઓ ઉપડે છે જેમાં સોયો ધોચ્યા જેવી પીડા, બળત્રા, વલુર છુટવી વગેરે વગેરે થઇ પછી તે ફોલ્લી ફુટીને ચાંદી પડે છે, જે દિવસે દિવસે મોટી થતી જાય છે તેમજ ઉંડી ઉતરતી જાય છે. એને લીધે ઇંદ્રી પર સોજો આવે છે તથા તાવ વગેરે ઉપદ્રવો થાય છે. વળી ઉપદંશનુ જોર વિશેપ હોય છે, તો તે પેઢામાં બદ નામની ગાંઠને પણ ઉત્પન્ન કરે છે, તથા આખે શરીરે વિસ્ફોટકની પેઠે ફુટી પણ નિકળે છે; અને થોડા વખતમાં સંધિવાને ઉત્પન્ન કરે છે. હાલમાં આ રોગ ઘણો પ્રસિધ્ધ છે, તેથી વિશેપ લક્ષણોની જરૂર નથી.

**ચિકિત્સા**—જોકે આ રોગ પર અનેક ઔષધો છે,-તો પણ (૧) ધોળા કરેણના મુળને પાણીમાં ઘસીને લેપ કરવાથી અસાધ્ય પીડા હોય તો પણ મટે છે. (૨) માણસની ખોપરી પાણી સાથે ઘસીને ચોપડવાથી પણ આ રોગ મટે છે. (૩) કડવા તુરીયાંનાં બીયાં એક શેર તથા સુંઠ એક શેર એ બે પાણી સાથે વાટીને ચટણી જેવું કરવું. પછી તેને તેલ શેર ચાર અને પાણી શેર સોળ

સાથે ઉકાળતાં બધું પાણી બળી જઇને તેલ માત્ર બાકી રહે ત્યારે તેને ગાળી લેઇને તે તેલ ચોપડવાથી ઉપદંશનું દરદ ગમે તેવું અ-સાધ્ય હોય તો પણ તે મટી જાય છે. વળી એ તેલ ચોપડવાથી મહા ખરાબ વરણ અને ભગંદર પણ જડ મુળમાંથી જાય છે. (૪) સાગર ગોટાં ( કરકચ ) ના પાનાંનો રસ તોલા બે, અને ઘી તોલા બે સાથે મેળવીને પીવાથી સરવે જાતના ઉપદંશ જાય છે. ( ૫ ) આંબાની છાલનો રસ તોલા ચાર અને બકરીનું ઘી તોલા સોળ સાથે મેળવીને સાત દહાડા પીવાથી પણ આ રોગ જાય છે, ( ૬ ) ભાંગરાંનો રસ તોલા ૪, તથા બકરીનું ઘી તોલા ૪ સાથે મેળવીને પીએ, તેમજ ચાંદી પર ભાંગરાનો રસ લગાડે તો પણ આ દરદ જાય. ( ૭ ) ચોપચીની તોલા ૪૮, પીપર, પીંપળીમુળ, મરી, સુંઠ, તજ, અકલકરો અને લવીંગ એ ૭ ચીજો દરેક એક એક તોલો; સાકર તોલા ૫૭, એ બધાનો પાક કરીને તેમાંથી સવાર સાંજ એક એક તોલો ખાય તો સર્વે ઉપદ્રવો વાળો ઉપદંશ, વ્રણ, કોઢ પત, ભગંદર, સંધિવા, નપુંસકતા, પ્રમેર વગેરે જાય ( ૮ )પારો, ગધક, હડતાળ, હીંગલોક મનસિલ એ પાંચ ચીજો દરેક એક એક તોલો; બોદાર સિંગ અને શંખજીરૂ બે બે તોલા લેઇ એ બધાંને એક દીવસ ભેગાં ઘુંટવા. પછી તે ચુર્ણને તુલસી અને ધંતુરાના રસનો એક પટ દેઈ તેની ગોળી વાળી રાખવી. એ ગોળી ગૌમૂત્ર સાથે ઘસીને ચોપડવાથી ઉપદંશના ઘા રૂઝઈ જઇ સારૂં થાય છે. ( ૯ ) કાથો, સેંમળનોગુંદર, સોપારીનીરાખ, શંખજીરૂ અને બોરડીનીછાલ એ પાંચ ચીજો સરખા ભાગે લેઇને તેઓનું બારીક ચુર્ણ કરીને તે ચાંદી પર દાબવાથી ત્રણ દિવસમાં તે રૂઝાઇ જાયછે. ( ૧૦ ) પારો, ગંધક, હિંગળોક, રસકપુર, મોરથુથુ, ખોરાસાની અજમો અને ઘોડા-

વજ, એ ૮ ચીજો સરખા ભાગે લેઇ ચૂર્ણ કરવું, પછી તેમાં અજમો મેળવી એની ધુમાડી યુક્તિથી અર્શ, વ્રણ, ઉપદંશ, ભગંદર, ફીરંગવાયુ, વિસ્ફોટક અને નાડી વ્રણ વગેરે દરદો પૈકી ગમે તે દરદને દેવાથી તે તે દરદ જડ મૂળથી જાયછે. પરંતુ સંભાળ રાખવી કે એની ધુમાડી મોઢાને ન લાગે નહિતો મો આવી જશે.

**ધુમાડી દેવા વાળાને સુચના**— એક શરાવલામાં બોરડીના લાકડાના અંગારા ભરીને તે શરાવલું દરદીની જગો નજીક રાખી તેમાં ઉપલું ચૂર્ણ નાંખી પછી તરતજ તેના પર વચમાંથી કાણું પાડેલું બીજુ સરાવલુ ઢાંકવું. પછી તે કાણા પર ભુંગળીનો એક છેડો મુકી બીજો છેડો દરદવાળી જગોએ ધુમાડી દેવાની જગાએ ભુંગળી મારફતે બરોબર ધુમાડી લાગશે. પણ વધારે જગોએ ધુમાડી દેવાની જરૂર હોય, તો ખુલ્લા શરાવલામાં એ ચૂર્ણ નાંખી તેને ઢાંકયા વગર દરદી આગળ મુકવું; શરીરે કપડું ઢાંકવું અને માં બાહાર રાખવું જેથી કંઇ ઇજા થશે નહી.

## પરચરણ ઉપાયો

**પાંડુરોગ**—અઘેડાનાં મુળ તથા ખીજડીના મુળને છાશ સાથે ઘસી બે તોલા પીવાથી પાંડુ કમળો અને સોજા મટાડે છે

**ક્ષયરોગ**—કબુતરના માંસને સુર્યના તાપે સુકવી ચુર્ણ કરી ઘી સાથે ખાવાથી ગમે તેવા પ્રકારનો ક્ષય નાશ પામે છે.

**દમનો રોગ**—આદુના રસમાં લીંડીપીંપર અને સિંધવનું ચુર્ણ નાંખી સુતી વખતે સાત દીવસ સુધી ચાટે તો શ્વાસનો રોગ મટે

**સ્વર સુધારવા માટે**—બ્રાહ્મી ગોરખ મુંડી ઘોડાવજ સુંઠ અને લીંડીપીંપરનુ ચુર્ણ કરી મધ સાથે એક એક તોલો રોજ ખાવાથી અવાજ મધુર ને ખુલ્લો થાય છે.

બુદ્ધિ વર્ધક—અખેડો ઘોડાવજ સુંઠ વાવડિંગ શંખાવ સતાવરી ગળો અને હરડેનું ચુરણ કરી ઘીની સાથે દરરોજ એક તોલો ખાય તો ગમે તેવું સખ્ત વાંચેલું મ્હોડે થઇ જ અભ્યાસીઓને આ દવા અતિ ઉપયોગી છે

પથરી—ગોખરૂના બીજના ચુર્ણમાં મધ મેળવી ઘેટીના દુ સાથે સાત દીવસ સુધી પીવાથી પથરી નાશ પામે છે

પ્રમેહ-પરમીયો—લાલ લજામણીના મુળના કવાથમાં ઘી દુ અને તેલ મેળવી સવારમાં પીવાથી ગમે તેવો જુનો પરમીયો પણ તત્કાળ મટે

અંડવૃદ્ધિ—ધંતુરાનું મુળ ને સરસવને ગાયના મુત્રમાં ઘસી ગરમ કરી ત્રણ વખત લેપ કરવાથી અંડ વૃદ્ધિ નાશ પામે

ભગંદર—ત્રિફળાના રસમાં બીલાડીનું હાડકું ઘસી લેપ કરવાથી ભગંદરને મોટી ચાંદીઓ મટી જાય

કંઠમાળ—કરંજ કલિહારી નેપાળો ચિત્રક અને કણેરનાં મુળને વાટી લેપ કરવાથી કંઠમાળ મટે તથા કબુતરની કુકડાની અને ગીધની વીષ્ટા ભેગી વાટી લેપ કરવાથી ભયંકર અપકવ ગાંઠ પાઠા, કંઠમાળ વીગેરે પાકી ફુટી જાય

ગરમીના-રોગ—માણસની ખોપરીને પાણીમાં ઘસીને લીંગે લેપ કરવાથી ઊપદંશની પીડા મટે છે

વીસ્ફોટક-રતવા—સરસડાની છાલ વીરણવાળા, નાગ કેશર બોયરીંગણીને પાણી સાથે ઘસીને લગાડવાથી રતવા ને વીસ્ફોટક મટી જાય છે.

**સમાપ્ત.**